# चांपराज हाडाना नाटकनां गायनो.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળીને માટે

બનાવનાર

## वाघजी आशाराम ओझा.

મોરબીના રહીશ, ગ્રંથ કર્તા.

( આવૃતિ ૫ મી પ્રત ૮૦૦૦ )

## अमदावादमां

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની 'લીમીટેડ'નાપ્રેસમાં,
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૪. સને ૧૮૮૮.

કીંમત બે આના.

३४२३

# चांपराज हाडो ने सोनराणीना नाटकनां गायनो.

---

## मंगळाचरण

ધાત્રજન— ( છે જન પાલક ટાળક દુઃખનો એ રાહ.)

જય જગદીશા, અખીલ અધીશા,
પ્રણુત પાલ પરમેશ્વરા;
છો એક અનાદી સિદ્ધ હરી,
જ્યાં મનને વાણી વિરામી રહી;
સગુણ સરવ એ તારાં કામ,
નિર્ગુણમાં પણ તારૂં નામ;
કૃતિઓ અદ્‌ભુત કરી તમામ,
ધરા વિશે ધરણી ધરા; જય જ દીશા.

તુજ કૃપા બળે જે કામ કરે,
અહં કર્તા નવ અભિમાન ધરે;
પરાજય તે નહીં પામે નાથ,
જેનો તમે ગ્રહ્યો છે હાથ;
સત્ય હૃદયની રહોછો સાથ,
એ નીતિ તુજ ઈશ્વરા; જય જગદીશા.

આ હાડા કુળની રાજ કથા,
દ્યો મતિ બન્ને તે એમ યથા;
આર્યસુબોધને તુજ આધાર,
તારાં બાળક જગદાધાર;
વંદન કરીએ વારંવાર,
પાત્રજનો પરમેશ્વરા; જય જગદીશ.

રાગ.

વૈશાખ માસ વાસન્તિક સમય શોભતા; (એ ચાલ.)—
દંપતિના સ્નેહ કેરી, અજબ ગાંઠ એક;
પ્યાર સુખ ઝરણ જ્યાં, સ્મરણ દિલ નેક;—દંપતિ.ટેક.
વાહ સતી પ્યાર સુંદર, વાહ રમ્ય એક ધ્યાન;
કમલ વદની બોલ શ્રવણ, અમૃત તણું પાન.
પ્યારીનો પ્રસંગ એક, સ્વર્ગનું ભૂવન;
વાહ પતિ સ્નેહ રતી, પવિત્ર હૃદય ટેક.—દંપતિ.
પ્રાણ પ્યારીનો વિલાસ, શોભિત વસંત વેલી;
કરીએ આલ્હાદ અતી, મનહર ક્રિડા કેલી.
જેવી ચાતકને રહે છે, ઘન ઘટા પ્યાસ પેલી;
તેવી ઇચ્છા સતીને રહે, પીયુ મીલનની છેક.—દંપતિ.

---

ગીતી.

બુંદી કોટા મધ્યે, ચાંપરાજ હાડો ક્ષત્રિ શૂર;
સતી તેહની નારી, સોનરાણી શુદ્ધ પતિ વ્રતે પૂર.

દાસીઓ ઠુમરી.

હરનીશ પાળો સખત નીમ, આપ બાઇરી.

આવું પતિવ્રત ક્યાંઇ ન દીઠું. હાડા રાણીરી.

કાંઇક બારી રાખોતો સારૂં, સમય જાણીરી. હર.

સોનરાણી રાગ માઢ.

આ ડોલરે ગુલાબ આ ગુલદાવદી ખીલી.—ટેક

મોગરો ચંપો કેતકી શું શોભિ રંભે રી.—આ ડોલર.

એકઠાં તું કર બેની, હાર તો ગુંથે;

પ્રાણ પતિ માટે લાવ, કરૂં હું પ્રીતે.—આ ડોલર.

આ સુંદર આરોપું હાર પીયુને ગળે;

સાફલ્ય સેવા મારી થાય, પીયુને મળે.—આ ડોલર.

લાવણી. (દક્ષણી રાહ.)

ચેન નાં પડે દર્શ પીયુ વિનારે—ટેક.

દીન રાત, રટું હું નાથ, નાખ્યા પ્રભાત;

મળતા કાંત, રહે ન સુખની સિમારે.—ચેન નાં પડે. ટેક.

ભોજન, કેમ કરૂં દર્શ પીયુ વિનારે;

પ્રાણાધાર, આવે જે વાર, કરૂં દેદાર,

સોહે શૃંગાર, સફલ જન્મ દર્શ પતિનારે.—ચેન નાં પડે.

દાસી સુબોધા રાગ ઉપરનો.

સાજડ સ્નેહ આંઠ યોગ્ય દંપતિનીરે—ટેક.

શુદ્ધ નીતિ, પ્રીતમ પ્રીતિ, શોભીત સ્થિતિ, ક્ષત્રી રીતી,

એ સુરત રીતી સતીનીરે—સાજડ—ટેક.

કામ પ્રત્યે હતી જેવી પ્રીત રતીનીરે.
તેવી પ્રીત, છે અમીત્ત, એક ચિત્ત રાખો નીત;
જેમ નળ દમયંતીરે.

સોનરાણી— રાગ રાસડાનો.

સુણો પીયુ શરદની બહારકે, ચાંદની જામીરે;
આવ્યા વિદેશથી પ્રાણનાથ, હર્ષ ઘણું પામીરે.
વેલી સુંદર કેરાં પુષ્પ, ગુંથન કરૂં પ્યારારે;
તેના હાર પરિધાન નાથ, કરો ન્યારા ન્યારારે,
શિવ ગોરીનું પુજન આજ, કરૂં હું ઉમંગેરે;
આપે અંબાજી આયુષ્ય સુખ, શાંતિ પીયુ અંગેરે.
રતુ રતુના અધિક વિલાસ, કરો પ્રભુ મારારે;
વસ્ત્રાલંકાર ધરો મારા નાથ, સુશોભિત સારારે.
કરો નાવણુ હવે પ્રાણ નાથ, સૌ ગંધીક વાનેરે;
ચર્ણોદક પાન બહુ પ્રીતે, કરૂં પછી ધ્યાનેરે.
પછી ભોજન નવિન પ્રકાર, કર્યાં ઉછરંગેરે;
તે આરોગો રાજાજી આપ, બેસી જમે સંગેરે.
પછી ન્યાય નીતિ પ્રજાહિતમાં, પ્રવ્રત થાજોરે;
છે આપને પ્રીય અધીક, કચેરીમાં જાજોરે.

---

શિખરણીવૃત.

અહો પ્યારી તારાં, મધુર મૃદુ સુભાષન થકી;

અતિ હર્ષે મારૂં પ્રફુલિત થયું અંતર નક્કી;
અહો સાચી પ્રેમી, નિરમલ મની શુદ્ધ પ્રમદા,
રહો તારી સંગે મુજ હૃદયનો પ્રેમજ સદા.

સોનરાણી— આશાવરી.

પ્યારા તમો બોલોછો, તે ઘણું પ્રીય લાગે;
વદન મનોહર છબી સુંદરછો, નીરખી તૃષા મોરી ભાગે પ્યારા.
વીર શૂરને ધીર નરવરના, પ્રતાપ પડધા બધે વાગે; પ્યારા.

સત્યવક્ત ઠુમરી.

( કોઈ બાતમેં દુંદ રહી એ ચાલ. )

નથી આચરતો નથી આચરતો, ખરો ધર્મ નથી
તું આચરતો—ટેક.
તેથી રાજા તુજ પ્રજા દુ:ખી છે, કળિયુગ આવે પ્ર-
વેશ કરતો—નથી. ટેક.

સત્યવક્ત— લાવણી.

હે ચાંપરાજ (૨) તું આંખ ઉઘાડી દેખ,
અનુભવથી તું વિચાર કરીને સત્ય ધર્મ તું પેખ;
જગ રચના જો (૨) કીધી ખુબી કિરતાર,
પ્રાણી સુખના પ્રયોગમાં શી કરૂણા કરી દયાળ.
વળી બાળ લગ્ન (૨) ની રીત ચલાવે ચોટ,
નબળી રૈયત નીપજેછે એ મોટી છે ખોટ;

તુજ રૈયતમાં (૨) કન્યા વિક્રય બહુ થાય,
માંસ પુત્રીનું વેચ્યાવત્ વૃદ્ધ ગ્રાહકને ત્યાં જાય.
તે પૈસો લઈ (૨) મા બાપો પ્રીતે ખાય,
એ ઉગ્ર કોપ ક્યારે સમે પ્રભુ તણો શુણો હે રાય;

રાગ.

નીજ શરીર સુખમાં તું કાઢેછે બહુ કાળ,
રૈયતની લેતો નથી પુરે પુરી સંભાળ-નીજશરીર;
આ રાજ મળ્યું તેનીજ કમાઈ તું ન જાણ,
દેખ રેખ માટે પ્રભુએ મુક્યોછે નિરવાણ.
તુજ તીજોરી લક્ષ્મી રૈયત સુખમાં તું નાંખ,
રૈયત રાજી ન હોયતો નરકે થઇશ નિપાત;
ઇશ્વરના ઘરથી નથી રંક કોઈ રાય,
એવા હક જગત વિશે બળ કળે બંધાય.

ચાંપરાજ— ગજલ..

સત્ય વક્ત સત્ય કહે દેશ હિતે વિચાર
અમલ ન આવે હું થી વર્તમાન કાળ.
સુમતિ—એમાં કઠણ કામ નથી શુણો હે રાજન,
સત્ય વક્ત જેવા પાસે રાખો સભાજન.
ચાંપરાજ—લેવીતો પ્રતિજ્ઞા મારે કરૂં એ ફેરફાર,
પ્રીત સત્ય વક્ત કેરાં વચન પાળુ સાર;
મારી એ પ્રતિજ્ઞા ન જીવતાં ફરે,
આદરો પ્રયત્ન એવું સચીવ તું ખરે.

સુમતિ—અતિ ગંભિર અર્થછે આ સત્ય વક્તમાંય,
રાજા એહ પુન્ય થકી, મેઘ દ્રષ્ટે થાય.
ચાંપરાજ—દ્યો ઇનામ દ્યો ઇનામ, દ્યો બક્ષીસ પુર.
સુમતિ—હુકમ મુજબ વસ્ત્ર આદી આપુંછું હજુર.

કુમરી.

ચતુરદાસ—વરસાદ ચડ્યો, વરસાદ ચડ્યો;
રાજા મોગરદમ વરસાદ ચડ્યો;—ટેક.
પુન્ય પ્રતાપ એકાએક કાંથી,
આવીને રાજા અત્ર પડ્યો;
જતિ જે રાજા થઈ હોય તારી,
રાખજે એહ વિચાર ખરો. વરસાદ.

રાજ્ઞી.

ઈંદ્રસભાની ઢાળની.

દાસી તું જાણેછે હવે, આવ્યા તે છ માસ,
કાલ રાજા જાશે દીલ્લી, પાદશાહની પાસ;
નોકરી છ માસની, કરવી પડેછે ત્યાંય,
પુનર દર્શન પતિનાં, થાય ત્યારે થાય.
મારો પતિવ્રત ધર્મ, તુંથી નથી અજાણ;
દુઃખ આ અથાગ દાસી, કેમ મટે પ્રમાણ.

આશાગોડી.

શૃંગાર શું હવે સજીએ,

સુણરે દાસી શૃંગાર શું હવે સજીએ;
સુવસ્ત્રાલંકાર પીયુ જો વિદેશ,
વેરી વિકારી સમજીએ. સુણ.
સંગત સાહીત્યો દુર મુકે જઈ,
મિષ્ટાનપાન હવે તજીએ; સુણ.
કઠણ પતિવૃત ધર્મછે મારો,
એક ચિતે હરિ ભજીએ. સુણ.

દાસીઓ— ઠુમરો.

તાએ રહ્યા આપ કંથ, વખતને વિચારીરે; તાએ.
એક સમશેર જો બજાવે કંથ આપના,
કરે દિલ્હી હાથ એવાછે વિજય શાળીરે; તાએ.
નામ હાડાનું શત્રુને તાવ લાવે છે,
પાછી પેની એણે નથીજ ક્યાંઈ ધારીરે; તાએ.
પણ શાહ અકબર દોસ્ત તુલ્ય રાખે છે,
તેથી દિલ્હી જતા પ્રેમથી પધારીરે; તાએ.

સોનરાણી— રાગ.

દાસી સમજ અંતરરે વિરહી માસ ૭ આવ્યા પાસે—ટેક.
કુમ કુમ દરપન લઈ જા અહીંથી ચીત્ત ઉદાસ થયું મ રૂં;
પીયુ મારાને મુગલ નોકરી, વળા થઈ દીલ ધારૂં; દાસી.

ચાંપરાજ—

સુણ પ્રીયા છે દિવસ બાર, બાકી આ ૭ માસ;

દિલ્હી પહોંચવુંછે મારે, થઈશ ના ઉદાસ.
ખાનપાન તજીશ નહિ, હઠ ન કરીએ નાર;
શરીર તુજ તવાયછે, હું આવુંછું જે વાર.
માટે મારા સમજો તજ, તું પ્રવીન નાજરી;
ફકત જવાર છાશથી ન શક્તિરે જરી.
પ્રીતિ તારી ટેક તારી, શંકા નહિ લગાર;
મનની જે પવિત્રતા, તે છે મન મોઝાર.
પ્રીયા આમ યોગીવત, દેહ દમતી કેમ;
એહ ભુલ તુમાં ગણું, રહેવું કુશળ ક્ષેમ.
તો આ પરાધીન પણું, જાશે કોઈક દિન;
વખત જોઈ વરતે નર જો, નીતિમાં પ્રવીણ.

## રાગ કલ્યાણ.

(શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતિ એ ચાલ.)

**સોનરાણી—**

પ્યારા મારા અહો, એ નહિ મુને કહો;
મારી રીતી પાળવા, રજા મુને દીઓ.—ટેક.
નીલમ કંકણ આ પેહેરૂં તો, જાણો હાથ કડી.
સાડી જરિયન તમ દરશન વણ બાળે ફરી ફરી;પ્યારામારા.
મુક્તા માળા આ રાખુંતો, ઉરમાં ઉપજે તાપ;
ઝાંઝર પગમાં આ ઘાલુંતો, બેડીવત પરિતાપ. પ્યારામારા.
અંજન નેત્ર વિષે આંજુતો, ચક્ષુ અંધ હું થામ;
કુમ કુમ ચાંલ્લો તમ દરશન વણ, દેખું જાણે ડામ; પ્યારામારા.

રાગ.

(શીવ ધનુ કઠન કઠોરરે માઈ એ ચાલ.)

**સોનરાણી**—

કહોતો રાજા સાથે હું આવું, બખતર પેહેરીને એન
હરાવું.—ટેક.

તમારો વિયોગ છે, અતિ દુઃખ દાયક;
ઝેર થતું નિત્ય વસવુને ખાવું— કહોતો રાજા.
આરે શરીરથી દિલ્લી પતિનુ;
કળ બળ કરી હુંતો શીશ ઉડાવું— કહોતો રાજા
શરીર પડેતો શુંરે થયું રે,
આમ પરાધિન પ્યારા શું થાવું.— કહોતો રાજા

ગજલ.

(ઇંદ્રસભાના ઢાળની)

**ચાંપરાજ**—સોઢારાજ પુત્રની તું, પુત્રી મારા પ્રાણ;
રૂપ શૌર્ય ગુણમાં તુંતો, ઓછી નથી જાણ.
પણ આ હાડા કેરૂં શૌર્ય, જાણ્યું તે નહીં;
ખાડા કદીએ ખસશે પણ હાડા ખસશે નહીં.
કે'તો બેગમ પાદશાહની આંહી હાજર કરૂં;
દિલ્લી તખ્ત પતિ મારી, પગ અહીં ધરૂં.
મુજ પરાક્રમ તારી પાસે કેહેવું નહિ યોગ્ય;
સાંભળે એવું તો નકી, હાંસી કરે લોક.

માટે સમય વિચારીને, રહેવું અહિ નાર;
તુજ પતિવૃત સાચવીને, ભક્તિનો વિચાર.
માસ જે છમાસ તે, વિતિ જતાં ન વાર;
પ્રીય ન ઉદાસ થઇશ, વેહેલો આવીશ નાર.

સોનરાણી— રાગ

વખતો વખત તમ પામું હું દરશન,
તો દિન સુખથી કાટું હો પીયા—વખતો.
આપ વિના પલ એક ન જાયે;
કોણ આધારથી જીવું હું પીયા—વખતો.

ચાંપરાજ— રાગ.

અહો તમ સમાન ધરનારી, મહદ ભાગ્ય મારાં પ્રીય જાણું. ટેક.
નીતિ સ્વરૂપ શીયળ દ્રઢ બુદ્ધિ, વિરલ વનીતા ધારી;
વાડા કૂળમાં રતન આવું, આપ્યું અહો મુરારી અહો.
હમે વિદેશ રેહે નિરંતર, ચિંતા નહીં લગારી;
પવિત્ર પ્રેમદા મુજ મેહેલછે, સતી જગત યશકારી અહો.

રાગ.

છોડો જો નગરીયાં દિલકે પ્રાન હમારે,
પ્રાન હમારે, દિલકે જાન હમારે; છોડો—ટેક.
કટાર કદકે, રૂમાલ રાજનવા, દેદો તુમારે; દિલકે.
નિશાની પીયનવા, રખુંગીજી યરવા, મેરી પુજામેં; દિલકે.

## રાગ સોરઠ ગોડી.

પીયુ મારા વચને પળજોરે, ભરથાર વેલેરા વળજો;—ટેક.
પરાક્રમી છો પ્રીતમ મારા, શત્રુને શાણા છળજોરે ભરથાર.
શુદ્ધભક્તિ પ્રભુ પેખજો મારી, પુન્ય પતિવ્રત ફળજોરે. ભરથાર.

## ગીતિ.

**વિમળમતી—**

દેતા લેતા પ્રીતે, ગુપ્ત વાતનીજ સદા પ્રગટ કરતા;
ભોજન લેતા દેતા, મિત્ર ધર્મ શુભ યોગ્યજ આચરતા.
દોષ પરસપર ઢાંકી, ગુણ રત્નોને દ્રસ્યમાન કરતા;
હિતનો મારગ હેતે, દર્શાવીને પ્રેમ હૃદય ભરતા,

**પહાડસિંહ—**

પુરૂષારથ ચારેનું, સ્થૂળ શરીર આ સાધન કેવાયે;
તુચ્છ ગણીને તેને, મિત્ર દુઃખમાં તે અરપણ થાયે.
નથી દેહ તે સમયે, વિશેષ કિમ્મતની તેના મનને;
મિત્ર દુઃખમાં અરપણ, કરતાં અટકાવે નહિ તે તનને.

## માલીનીછંદ.

**વિમળમતિ**—અમર અજરતોએ, મિત્ર કિર્તિ થવાની;
નશવર દુઃખિ દેહી, સ્વામી નિશ્ચે જવાની.
નહિ નહિ નહિ એતો, નાથ રીતી સુ રાખો;
અનુપમ ખુબી એની, આપ પ્રિતેજ ચાખો.

પહાડસિંહ— રાગ.

જલદી જાઉં પ્રીયા, મારારે મિત્રને મળું; ટેક.
છછ માસ થઇ ગયા, ચાંપરાજને જોયાં;
ખબર અંતર જઈ લઉંરે, મિત્રને મળું.
હર્ષ ઘણો છે મુજ દિલ માંહે,
ભાવે પ્યારો ભેટી વળુંરે; જલદી.

હોરી.

દોસ્ત દિલ્લીમાં શી નવાજુની, યાર એતો મુજને કહોની,
અકબર શાહની કેવી નજરછે, અમીર વર્ગપર આજે;
એક સવાલ ઉઠયો મિત્ર મારા, ઉતર દેતાં સૌ લાજે,
એવો આબરૂને બાઝે, દોસ્ત દિલ્લીમાં શી નવાજુની.
એવો સવાલજ શુંરે ઉઠયોછે, તે દોસ્ત શુણરે હવેની.
વાત કેવી દોસ્ત આજ કાલ ચાલે, નાર પતિવૃતા કેની,
તપાસજ ચાલે છે તેની, દોસ્ત દિલ્લી,
એમાં તે શી મોટી વાત બનીછે, બીજી કશી ચાલે તહીં;
પાણી તે કોનાં ઉતરવાંછે પ્યારા, આબરૂ કોની કોની રહી,
જો શું કચેરીની માંહી, દોસ્ત.

(રાગ જુઓ જુઓ વિપ્રે ભીડી હામધનુષ્ય છટાએ ધર્યુંરે)એચાલ

ચાંપરાજ—સુંણો દીલ્લી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંકકેમ લશેરે.ટેક.
મારે ઘેર છે પતિવૃતા નાર— ક્ષત્રી.
દિશે શુર રહિત સભાજન— ક્ષત્રી.

નથી જોતો હું માઇ કેરો તન— ક્ષત્રી.
હજુ કરણ અને ભીમસેન— ક્ષત્રી.
હજુ અરજુન ક્રમને વેન— ક્ષત્રી.
હજુ પ્રથુરાજ ચહુઆણ— ક્ષત્રી.
તેની સજીવન જાણો કમાન— ક્ષત્રી.
હજુ અવધ રઘુપતિ બાણ— ક્ષત્રી.
હજુ સહસ્ત્રા અર્જુન નીરવાણ— ક્ષત્રી.
મારે ઘેરછે શુદ્ધ સતિ નાર— ક્ષત્રી.
જતાં પ્રાણ લગી હુંશિયાર-- ક્ષત્રી.
હજુ ક્ષત્રી લોહી વપુમાંય— ક્ષત્રી.
નસો નસ ઉછળેછે કાય— ક્ષત્રી.

હજુ ક્ષત્રીમાંથી સતી નાર, નથી પૃથ્વીમાંથી ગઇરે;
હોડ કરવા છું તૈયાર, ક્ષત્રી કલંક કેમ લેશેરે.

સોનરાણી— રાગ.

કહો બોલ આવારે, દિલ દુખ થાવા; કુઇબાછો સાસુને સમાન,
કૂલીન ક્ષત્રી કૂલનાં વડાંછો, અનિતિના બોલ ન પ્રમાણ કુઇબા.
કૂરી વચન આવાં મૂખેન ઉચરશો, ધિક શીખદીધોશું નાદાન કહીમુંને

રાગ ભેરવીની ગજલ.

ચાંપરાજ—

ખુશી હું મેંતો મરવેકું, ઉમેદ નહિ લગાર;
ઉમેદ નહિ લગાર, શી જાતકું ધિકાર. ખુશી—ટેક.

લખ લાનત ઓરતકું, ઉસકા જુઠાહૈ પ્યાર—ખુશી.
જીસકે બરૂસે હોડકી, ઉસકું દેનાં ફિટકાર—ખુશી.
યે આશ મેરે દિલમેહે, હુકમ હોનાં સરકાર—ખુશી.

---

ચાંપરાજ— ગજલ.

મુશ્કેલ છે ખાવીંદ, એવો મળવો જામીન;
પ્યારો જાન અરપે એવોં, કોણ મુજ !આધિન.—મુ.ટેક.
વિશ્વાસ પર રજા દેવા, અરજ કરૂં;
તિરસ્કાર દઈ પાછો, જલદીથી ફરૂં.— મુશ્કેલ.
મુજ બાપ દાદા તણા, ખાઉંછું કસમ.
લજાવીશ કેમ હાડા, ક્ષત્રીનો તુખમ.— મુશ્કેલ.
નિશાં પહોંચે તો રજા, આપો નામદાર;
નહિ તો ઉઠાવા સજા, થાઉંછું તૈયાર.— મુશ્કેલ.
જામીન માટે દીન કેમ, થાઉં ક્ષત્રી જાત;
ઉડાવો આ શીશ એની, શી છેરે વિશાત—મુશ્કેલ.

પહાડસિંહ— રાગ ઉપરનો.

સરકાર રજા દીજીયે, જામીનગાર હું;
મુદત પે ન આવે તો, મેં ગુનેગાર હું.—સરકાર. ટેક.
ઈસ્કે બદલ શિર મેરા, દેને તૈયાર હું;
યે બાતપેં નીધા કીજેં, મેં અરજદાર હું.—સરકાર.
જાનો પહાડસિંહ યહ, હાડાકા હે જાન;

બુંદિ જાને કું દિલ્લીશ, કરો હવે ફરમાન— સરકાર.
(ચાંપરાજની બદલ પહાડસિંહે પોતાનું શિર કબૂલ
કર્યું તેથી ચાંપરાજ નીચે પ્રમાણે બોલે છે.)

રાગ.

(મુજે છોડ ચલા બનજારા. એ રાહ.)

પ્રીય મિત્ર વિના હો ભાઈ, કોણ મોહોબત સાચવે આંહી. પ્રીય.ટેક
જે માથું દીએ તે મિત્ર, જગ કહે પણ કરવું વિચિત્ર;
તેં કરી દેખાડ્યું ભાઈ, કોણ મોહોબત સાચવે આંહી—પ્રીય.
ધન્ય પહાડસિંહ તુજ જનુની, ધન્ય ટેક મિત્ર તુજ મનની
મૃત્યુના મુખમાં જાઈ—કોણ મહોબત. પ્રીય.
ત જાણી દોસ્તના રીતી, તેં જગત જણાવી નીતિ;
આ દિલ્લી શેહેરની માંહી—કોણ મહોબત. પ્રીય.
કદી હોય સહોદર ભ્રાતા, નહી રમે સાહસ જીવ જાતાં;
નહિ મળે જોડ તુજ ક્યાંઈ— કોણ—પ્રીય.
બહુ તાલી મિત્ર જગ મળતા, કોઈ વ્યસનલાળથી બળતા;
નહીં મળે માઈ પૂત ક્યાંઈ— કોણ—પ્રીય.
કરવી તો મિત્રતા આવો, હું કહુંછું જગત જણાવી,
બીજી નામ તણી મીત્રાઇ— કોણ—પ્રીય.
જો ક્ષત્રી પૂત્ર હું સાચો, વળું તુર્ત તહાંથી પાછો;
જો રજપૂત તન સગાઈ— કોણ—પ્રીય.

**પહાડસિંહ—**

ગોપીચંદ ચરીત્ર તુમ સુનો મેરે સુખરાશી. એ રાહ.

આશી વાત! હાડાકેરી નારી ઠરી વ્યભિચારી,
આફત આવી પ્રિય મિત્ર માથે મહા કષ્ટકારી;
દીનાનાથ દયા કરી દેશો, આરોપ ઉતારી,
મિત્ર વિકળ થઇને સ્વદેશ, જાયછે વિચારી. આશી વાત.
એનું સત્ય પ્રગટ કરો ઇશ, પ્રભુ પાય લાગું,
સાચો ઠરે પણ આવે ન વેલો એ મુખથી હું માગું;
અક્ષયકિર્તિ આપો એને સાટે, દેહ જો ત્યાગું,
આવો નહિંરે મળેરે પ્રસંગ, થવું ઉપકારી. આશી વાત.
શુદ્ધ સતી સોનરાણી, કરે ન કૃત્ય આવું,
મારા મનને વિષે નિરધાર, નક્કી હું કહાવું;
માટે મુદતનો આવશે દીન, કેમે હું ચુકાવું,
ફાંસી પર લટકે મુજ શીશ; જુએ એ નીહાળી. આશી વાત.
આમાં પ્રપંચ છે પ્રભુ પુરો મને એમ ભાસે,
સત્ય ખેલી શ્રી જગદીશ, તમારૂં ધાર્યું થાશે;
ખોટો પડશે તો મિત્રનું મરણજ નહીંરે જોવાશે,
માટે સાચો ઠરાવીને નાથ, મુદત્ત દ્યો ઉતારી. આશી વાત.

**સોનરાણી—**

**દીંડી**

શુંણ દાસી આજે કરતું સૌ તૈયારી,
પ્રાણ પતિ તણી, જન્મતિથી પ્યારી;
શીવ પુજન માટે રાખજે શુદ્ધ વારી. શુંણ
ગવરી પુજન મારે કરવું પુરણ ભાવે,

પ્રાણપતિને એતો, સદ્ય અહી મેળાવે,
નોકરી મુદત્ત એની, અંબાજી મટાવે. શુંણ॰
નિર્જળો કરૂં ઉપવાસ, આજ દાસી;
ધ્યાન પતિનાં સાથે, ગાઉ સ્તુતિ ખાસી. શુંણ॰
આયુષ્ય દીર્ઘ એને, આપેરે અવિનાશી;
દાન વિધી સકળ રાખજે તું બારે, શુંણ॰
વિપ્ર સુપાત્રને લાવ જઇ આ વારે,
દાન કરવાં પ્રીતે, પ્રાણ પતિનાં મારે. શુંણ॰

**સોનરાણી—**

ગરબી.

પ્રીય કરો શંભુનાથ (૨) સરવદા શુભ મમ સ્યામનું,
ક્ષેમ દીયો દીનરાત (૨) રટણ કરૂં જેના નામનું; પ્રી.
મારા પ્રાણ આધાર (૨) પરાધીન પણું ભોગવે,
તે કૃપાથી કરો દૂર (૨) જોગ સ્વતંત્રતા જોગવે; પ્રી॰
જન્મ તિથીનાં પુજન (૨) સફળ કરો આવાં સરવદા,
થાઓ વિજયી એ રાજ, હરોહાડા છત્ર આપદા; પ્રી.

(ચાંપરાજ એની રાણીને ફીટકાર દેવા આવેછે તે વ-
ખતે—આડા હાથ દઇ દાસીઓ બોલે છે.)

**દાસી—** **રાગ કલ્યાણની ગજલ.)**

**હાડાજી શું કરો સાહસ આ પતિવૃતા એછે નારીરે—ટેક॰**
**શુદ્ધ ભક્તિ તમ પ્રત્યે મહારાજ, સાચવી છે ટેક એણે**
**સારીરે—હાડા.**

ક્રૂર દ્રષ્ટીએ નહી જુવો કૃપાનાથ, નીતિ મોરી બાઇને છે
પ્યારીરે--હાડા.

ખાંડાની ધારે પાળે પતિ વ્રત રહ્યાં છે છ માસ વૃત ધા-
રીરે—હાડા.

**સોનરાણી**— (રાગ પીયુને તજાવનાર. એ રાહ.)

અચાનક આ શો કોપ કીધો કિરતાર,
કલંક વાદળું ક્યાંથી આવ્યું હું પરે— ટેક.
ચુકી નથી કદી મારો, ધર્મ હું જરા,
ભુલી નથી વૃતિમાં, જાણે માતુ ધરા,—અચાનક.
શું આવ્યા સ્વામીને, શુંરે ચાલ્યારે ગયા,
આંખમાં વરસે ઝેર, નોતીરે દયા— અચાનક.
પતિવ્રત ભંગ પ્રભુ, ક્યારે મેં કીધું;
સાક્ષી હૃદયના તમો, જાણોછો બધું— અચાનક.
જ્યારથી રાજા ગયા છે, દિલ્લી પતિ પાસ;
ખાન પાન તજ્યાં, કેવી રહું છું ઉદાસ—અચાનક.
એક નિષ્ટા હાડારાજા, નામ હું જપું;
સાધવી જોગીણી, ઉપવાસીમાં ખપું.— અચાનક.

**રાગ.**

(મુઝે છોડ ચલા બનજારા, એ રાહ)

**દાસી**—બાઇ ભક્તિ સાચી તમારી, છે જગકર્ત્તાને પ્યારી. ટેક
તમે પતિવ્રત પૂરૂં પાળો, દમી દેહ નિયમમાં ગાળો;
કેમ પ્રભુ તે જશે વિસારી, છે જગકર્ત્તાને પ્યારી.—બાઇ.

તમે રટીછે પતિ ગુણ ગીતા, તમે પગ ધોઇને પીતા;
પછી ભોજન કરો વિચારી, છે જગકર્તાને પ્યારી.—બાઇ.

ગજલ.

ખરી ભક્તિ બાઈ તમારી છતી,
નહીં ભૂલી જાશે જગતના પતિ;
પતિવ્રત પાળોછો પુરૂં તમે,
પાસે બેસી જોઇયે છીં સર્વે અમે.
પરાજય સત્યનો નાંહી થાશે,
ખરાંછો પ્રભુ કેમ વિસારશે;
છોડી દ્યો વિલાપ ઉપાયો કરે,
ખરી વાત જાયછે મારી અરે,
કાઢે શોધી જુગિત આરોપ દૂર થાય,
ખુવારી અહીં બેઠાં અમને જણાય.

સોનરાણી— રાગ દેશનો ખમાચ.

મોહે દેકે ફિટકાર. ગયા જીવનહાર. મોહે લાગી જ્વાળ,
તનકું સજની આયા કલંકશીર, ભયા મૃત્યુ ખરે—
મોહે દેકે ફીટકાર—ટેક.

રખું ભક્તિ અપાર, પતિ ચરન આ નાર, તોભી આઇ
આળ, અબતો સજની, મોહે કરકેજખમ, પીયુ પીછેફીરેમોહે
સખી લાવ કટાર, કાટું શીશ આ વાર હવે જીનાં ધિકાર,
અબતો સજની, યહ દુઃખી સંસાર વાકું પાર કરે—
મોહે દેકે ફિટકાર ગયા જીવનહાર.

દાસી— રાગ ઉપરનો.

નાંહી યોગ્ય વિચાર, બાઈ કરો આ વાર, નહી એમાં સાર હાડાનારી જે આવ્યું કલંક શીર દુર કરો, નહી યોગ્ય બિચાર બાઈ કરો—ટેક.

જાણે દીન દયાળ, તમ ભક્તિ અપાર, આમ મરવું અકાળ, સુનોરે બાઈ દેશે લોક ગાળ, વ્યભીચારી ઠરો.—નાંહી યોગ્ય વિચાર.

સોનરાણી— રાગ.

વિનવું વિનવું જન હિતકારી,
જગત પિતા શુધ લેજોરે મારી; વિનવું.
હુંરે પતિવ્રત કદી નવ ચૂકી,
નીતી પ્રભુ મેં નથીરે વિસારી; વિનવું.
અનેક સતીના સત તણી રક્ષા,
પ્રગટ કરી છે પ્રભુ દુખ હારી; વિનવું.
આ દેહ પાડવો છે પરમેશ્વર,
મદદ નહિ જો કરશો મુરારી; વિનવું.

સોનરાણી— (ક્ષત્રી કલંકની રાહ)

હાય હાય દાસી કહે શી આ વાત,
શું હું તે વ્યભી ચારી ઠરૂં રે;
મારી પૃથવીમાં કરૂં ઉતપાત; શું હું તે.
કોણ કાઢે એવો નીચ મુને બોલ.
એની જીવતાં ઉતારૂં હુંતો ખોળ,

હાય હાડ કરૂં એનાં ચક ચુર;
સો સો હાથીનું છે રોમ રોમ શૂર.
કરૂં પૃથવીને ઉલટ પુલટ.
હવે દેખાડું હું ક્ષત્રી નારીવટ,
હાય જઈ કરૂં દિલ્હી પાય માલ;
ચાંપી પાદશાહને પોંચાડું પાતાલ,
જેવી જાલ બાએ દેખાડી કટાર.
એવી વરતાવું કેર એહ ઠાર,
વિરમતી ને રાણક દેવી નાર,
અમ્મ થઈ નથી ક્ષત્રી સિંહ બાળ;
પતિ છોડાવી જો આવું તતકાળ,
ત્યારે સાચી રજપૂત કુળ બાળ.

**દાસીઓ—** **રાગ.**

આતે હામ કેવી બાઇ તણીરે, સાચી સુંદર હાડા ઘરનાર;
છોડ્યું નથી જેણે કદી ઘરબાર, દીઠું નથી જેણે અન્ય દુવાર.
ગયાં દિલ્હી આપો આપ થૈને તૈયાર. આતે.
રોમ રોમ પ્રકાશેછે નિજ શૂર, રૂદન કરેછે વળી શુણી વાણીકુર;
આવેછે ભરાઇ આપણું ઉર, આતે.

**રાગ લાવણી.**

**(મુજ છોડ ચલા બનજારા. એ રાહ.)**

**સોનરાણી.—**

**આ કલંક હરિ ઉતારો, મુજ પ્રાણનાથ ઉગારો; ટેક.**

તમે રચીછે રચના જગની, મેં રાખીછે તમથી લગની;
મને સત્ય ઠરાવી હરી મારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
હું ક્ષત્રીની પુત્રી કહાવું, આમ બનેતો કુળ લજાવું;
મુજ પતિવ્રત આપ વિચારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
મ કર્યુંછે નિશ્ચે મરવું, પણ સાચ થઈ દીલ ઠરવું;
મને ખોટા દીધા ફીટકારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
જેવી સિતાની રામશું પ્રીતી, જેવી સુલોચનાની નીતિ;
એક પુંદીકોદ્રાપતિ પ્યારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
તમે દ્રૌપદિની વારે ધાયા, તમે ગજની બચાવી કાયા;
તું સત્ય પ્રગટ કરનારો, મુજ પ્રાણનાથ ઉગારો, આ.
આ વખત નહિ સચવાશે, મુજ સ્વામી મરણ તો થાશે;
મને શ્યામ મુખે નહિ મારો, મુજ પ્રાણનાથ ઉગારો. આ.
હવે તુરતજ દિલ્હી જાવું, પ્યારો લઇને હું પાછી આવું,
કરૂં અંગ શૂર ઝબકારો, મુજ પ્રાણનાથ ઉગારો;
કરૂં કલંક કોટી કટકા, મારૂં પ્રપંચીને શિર ઝટકા,
તવ ગણું સફળ જનમારો, મુજ પ્રાણનાથ ઉગારો.

દાસી— સોરઠ.

ધન્ય બોલોછો બાઈ બોલ શૂરના શા તમેરે. ટેક.
કુમર કસાને રસ્તો લીધો ઓઝલ પડદો નાખી દીધો,
શો ધાર્યોછે સંગ્રામ સુભટ થઈ આ સમેરે. ધન્ય.
લાલ નેત્ર શી ભ્રમર ચડાવી હરિ આમાંથી શું રેથાવી,
ભલેજ આગળ આવે મોત જેનું ભમેરે. ધન્ય.

વિજયજ ડંકા દઇને આવો ચરિત્ર એવું આપ જણાવો,
કૃપા કરીને આગળ પગ ધારો હવેરે. ધન્ય.

**સોનરાણી—** ભેરવ.

પ્રભુ આજ આ શી મુજ માથે પડી,
ઉપાય એનો કરૂંછું નિયંતા, તવ વિશ્વાસે હું નીકળી. પ્રભુ.
**સત્ય** બેલી નહીં અંધારેમારશો, દિલઅટકો નહીંરાખો હરી. પ્ર.
મારા સ્વામીને સદ્ય, છોડાવું, આરોપ એનો દુર કરી. પ્ર.

ગુરૂગોવિંદના મહિનાનો રાગ.

હે પિતા પ્રધાન પવિત્ર, હકીકત મારીરે;
શુણજે મારા શીરછત્ર, કહું વિસ્તારી રે.
પિતા જાણોછો મારો ધર્મ, વૃત હું પાળુંરે,
છે દિલ્લી મુજ સ્વામીન, દેહ પ્રજાળુંરે.
ગઈ રાતે આવ્યા એહ, અચાનક પાસેરે;
બોલ્યા વચનો દઇને છેહ, આવી અવાસેરે.
હું કરતી શીવપૂજન, જન્મ તિથીનાંરે,
વૃત સ્તુતી અને ઉપવાસ, હતી એ સ્થિતિમાંરે.
ત્યાં આવીને ફીટકાર, દીધાછે મુજનેરે;
હે વ્યભિચારણી નાર, ધીકછે તુજનેરે.
હું અને દાસી બેય, થયાં રવાનારે,
આ પત્ર મોકલ્યો દુત, ખબર જવાનારે;
જો રાજાજી દેશે શીશ, તો સત્ય હું કહાવુંરે,
પિતા હું પણ દેહ તજીશ, પાછી નહિ આવુંરે.

છે ખૂંદીકોટાનાં બાળ, તમારે શરણેરે;
કરજો તેની સંભાળ, વિનવું હું ચરણેરે.

રાગ

વિમળમતિ—(સહીયર દુઃખ શું દાખવું. એ ચાલ)
પ્રાણનાથ મિત્ર માટે તો, આપો છો તમે પ્રાણ;
એથીરે સુકૃત શું બીજું, આ વિશ્વમાં પ્રમાણ. પ્રાણ.
ધન્ય ધન્ય દીન આજનો, મીત્રના બચશે પ્રાણ;
તથીરે હર્ષજ છે મુને, મીત્ર તણા સુજાણ. પ્રાણ.
થાઉં સતિ તમ પાછળે, બળું તમારી સંગાથ;
પણ પાદશાહ રોકશે મુને, નહિ લેવાય એ વાત. પ્રાણ.
ત્યારે ઝુરીને મર્યા વિના, બીજો નથી ઇલાજ,
થોડા રોજમાં આવી મળું, જાણશે સૌ સમાજ. પ્રાણ.

પહાડસિંહ— રાગ ઉપરનો.

પ્રીયા શોક છોડો તમે, આથી દુઃખ મુને થાય;
વિલાપ તમારો સાંભળી, હૃદય ફાટી તો જાય. પ્રીયા.
મીત્ર મારો નક્કી આવશે, જાણશે જો આ વાત;
ધીરજ આપજો એહને, નહિતર કરશે એ ઘાત. પ્રીયા.
મીત્ર કદી હમણાં આવશે, અમર નહીં થશે નામ;
એ ચીંતા મારા મનમાં, મળશે નહિ ખરચે દામ. પ્રીયા.
માટે વિલંબ હવે નહીં કરો, હર્ષ મને અપાર;
જનમો જનમ હું માગુંછું, આમ કરજો કીરતાર. પ્રીયા.

ત્યાં પહાડસીંહ ગળામાં ફાંસીનું દોરડું નાખેછે એટલામાં આકસ્માત ચાંપરાજ આવી પહોંચે છે તે બોલે છે )

ચાંપરાજ— રાગ ઉપરનો.

ધન્ય ધન્ય મીત્ર તુજને, ધન્ય તારી ટેક.
મીત્રાઇની રીત જાણે તું, કસ કર્યું તે છેક. ધન્ય.
ધીક ધીક છે મુજને, વિલંબ થયો જરા;
તેથી આમ વેઠવું પડ્યું, મારગ ઘોરે ધરા. ધન્ય.
વચન મારૂં જો જાત તો, જગમાં એમ કહેવાત;
હાડાએ મીત્રને મારીઓ, ધીક ધીક મુજ જાત. ધન્ય.
દુર્લભ તુજ સમ મિત્ર તો, મળવા આ જગમાંય;
મિત્ર માટે નિજ શીર દાએ, એવા કોક વિરલાય. ધન્ય.
રામ રામ છેલા છે હવે, છેલા હવે પ્રણામ,
શ્રી બાળની સંભાળ લે, પ્રીતે પોચ્ચે નીજ ધામ.

પહાડસિંહ— ગજલ.

( મેંદી મલકે એ રાહ. )

હા દેવ આશો, કીધો તમાશો, મોકલ્યો મુજ મિત્ર,
મિત્રને ફાંસી, મોટી ઉદાસી, નહી જોવાશે અત્ર; હા દેવ.
દોસ્તછે મારો, પ્રાણનો પ્યારો, હા ફાંસીએ જશે,
ક્યાં પોકારૂં, હરિરે મારૂં, મોત અહીંરે થશે. હા દેવ.
નથીરે સાર, જીવવા પ્યાર, જગ વેરાન થયું;
હે ચાંપરાજ, તુજ વિના કાજ, સૌ વણુથી ગયું. હા દેવ.

## શાર્દુલવિક્રિડિત છંદ.

હા હા હા જગદીશ ઇશ કરૂણા વીશેશ કીધી વિભો.
જો હોત જગનાથ તાત હમણા આ કાળ વિત્યો પ્રભો;
તો તો હે મહિનાથ વાત જગમાં રે જાત નિશ્ચે બુરી,
હાડાનું પ્રભુ નામ થાત હલકું લજ્જા નિભાવી પુરી.
હા હાડા કુળ નાર જાણી જગમાં જાહેર જારી રમી,
લે ફાંસી મુજ પ્રાણ આણ તનનો છેડોજ નીચો નમી;
ત્યાગું છું મુજ દેહ નેહ જગનો એ સાથ માગું મરી,
દેજો હે જગદીશ મિત્ર જગમાં આ પ્હાડ જેવા કરી.

સોનરાણી— રાગ મેવાડો.

કોઇને શીરપર વગર વિચારરે ખોટું ન દીજેરે આળ. ટેક.
સુરજ છાયો બાદલે તે દો ઘડી છુપી જાય;
બાદલ છાયા બીખરી જાતાં જાહેર જગમાં જણાયરે. ખોટું
કંચન શુદ્ધ છે શોભીતું, તેને બાદલું કહેશે કોઇ;
તાપ તેને દઈ કરે કસોટી, હેમ પ્રગટ તવ હોયરે. ખોટું
નર નારીનાં જોડલાં, તેના દીલની દોરી એક;
વેહેમ વિચારી લાવશો, તેમાં તુર્ત તજો નહિ ટેકરે. ખો.
અજબ ગાંઠછે સ્નેહની, તે દંપતીના દીલ માંય;
એક વારજો તુટશે, તેવી બીજી નહિ બંધાયરે, ખોટું.

## રાગ લાવણી.

**સોનરાણી,-(ખુશ રહો સન મજા મેરે બીધાતા મેરી.એચાલ)**

મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી,
હું હવે ગુણિકા નથી હાડાની રાણી. ટેક.
એણે નથી દીઠું મુજ મુખ, વાતછે સીધી;
હઠ ખરી આટલી વાર, વાતમાં લીધી. મુજ.
આવ્યાછે જ્યારથી, હાડો આપની પાસ;
હું જપ તપ કરતી નાર, રહી ઉદાસ. મુજ.
હું હતી મહેલમાં, પતિધ્યાનમાં નારી;
એકદમ રાજાજી, આવી ઉઘાડી બારી. મુજ.
મુને કહ્યું તાહરે માટ, મુજ શીર જાએ;
ધીક ધીક અબળાની જાત, પણજ ખોવાએ. મુજ.
મેં પગ નથી દીધો, બહાર બુંદી કોટાથી;
હું થઇ નાયકા નાર, આરોપ ખોટાથી. મુજ.
કરી કસોટી મુજ ભગવાન, તમારી દ્રષ્ટે;
મુજ લાજ રાખી નાથ, પહોંચાડી કષ્ટે. મુજ.
જો રાખી શરમ હું નાવત, આપ ભુવનમાં;
મુજ પતિ તણી રહી જાત, મનની મનમા. મુજ.

રાગ બીહાગ.

(રાગ મુજે કોન ઘરસેં લાયા યહાં એ આજ.)

શાંપરાજ—

એણે કૃત્ય કર્યું કદી આવું;
તો હું શીક્ષાનો હાથ ઉઠાવું; એણે. ટેક.
આપ ખુદાવિંદ કરો મેહેરબાની,

માફી દીઓ એને, અરજ જણાવું. એણે.
વળી એ શરણે, આવ્યો છે મારે;
ક્ષત્રી બીરદ આપ થકી પળાવું. એણે.
ગુણ પર ગુણ તો, સૌએ કરે છે;
અવગુણ પર ગુણી જગમાં કહાવું. એણે.

સોનરાણી— રાગ.

માફ કરોરે મુંને દિલ્હી શીર તાજ,
હવે મુખ હું નહીંરે દખાડું, સતીનું નહીં એહ કાજ; માફ.
હવે હાડાના ઘરની હું નારી, કેમ લોપું એની લાજ. માફ.

ચાંપરાજ—

માલીની છંદ.

હર હર શીવ મેં શું, ક્રોધ કીધો નઠારો;
દુરજન છલ માની, ફેરવ્યો મગજ મારો. ૧
ધીકધીક પલમાંહે, પ્રીત સાચી વિસારી;
ઘર જઇ ફીટકારી, શુદ્ધ રામા બીચારી. ૨
ખરી હતી પ્રીય મારી, નોતી એરે નઠારી.
વિરૂદ્ધ વચન ત્રાડી, દુભવી પ્રાણ પ્યારી. ૩
ધન ધન ધન કાંતા, હેત તારૂંજ ગાઢું;
હરહર નિરદોષી, ઉપરે ખડ્ગ કાઢ્યું. ૪

ગજલ.

મેંને ક્યા જુલ્મ તેરેપર, મેરીપ્યારી; મેરીપ્યારી.

સાહસ કર નિરદોષકું મેં ધિકારી, (૨)
બચાઇ તેને પણ મેરી જાન, મેરી પ્યારી. (૩)
ખરી ક્ષત્રી પુત્રી રખીવટતે, સતિનારી. (૪)
સચી સ્નેહ ગાંઠ તેરીહે, મેરી પ્યારી; (૨)
ગુનેગાર તેરા હુવા હું મેં, મેરી પ્યારી; (૨)
માફી બક્ષતો રૂએ, દિલકા, જખમ કારી. (૨)

**રાગ.**

કીધી પ્યારા પ્રભુએ, પ્રેમની ખરી કસોટી;
વાંક એ તમારો, નવ પીયુ ધારો,
પ્રીત જણાણી સાચી કે ખોટી; કીધી.
પીયુ દુઃખે નારી, થવું સહાયકારી;
સ્ત્રી દુઃખે સ્વામી સહાય મોટી, કીધી.

ચાંપરાજ— **રાગ.**

નામનો દિપાવ્યું હાડા નરવરની નારી,
પ્રીયા હામ આવી તારી, કોણ વિર શકશે ધારી,
શરમનો પડદો ઉતારી, બચાવી જાન મારી; નામનો.
પરણ્યો તુજ હાથ ઝાલી, સારું તેં દીધું વાળી;
વિરાંગના નજરે નીહાળી. સોઢાની કુમારી. નામનો.

**રાગ.**

સદા ચાલો રાજધાની જઇએ,
ઘડી રોકાવું હવે ન અહીંયાં;

પ્રજાના ખબર જઈ લઈએ, સદા.
ધર્મ આપણો રાખ્યો હરીએ,
ઉપકારી એના થઈએ; સદા.
ધન્ય પ્રીયા ત કર્યું પરાક્રમ,
નાથજી એવું નાં કેયે; સદા.

વિજય વિજય એ રાહ.

ઉદય ઉદય ઉદય, ભરતમાં થજો ઉદય,
શૂરવીર આર્ય બાળાનો થજો ઉદય; ઉદય.
સોનરાણી જેવી પ્રગટ થાઓ વીર માત,
અકલ શૂર જઈ વિદેશે વાપર્યું અખાત; ઉદય.
દેશનું કલ્યાણ વધારે નીતી ને જ્ઞાન,
પ્રજાવે બ્રહ્માંડ તેવી પાકો પુત્ર ખાણ; ઉદય.
સ્વતંત્રતા ઉદ્યોત, જગ જગાવે જેહ જ્યોત,
ખડક ખગ બજાવે એવા નર તેજસ્વી હોત; ઉદય.
ભૂલ ચૂક માફ જોશો દોષ નહીં કશો,
ગૃહસ્થો અન્ય એમાં, પ્રીતે પધારશો; ઉદય.



# જાહેર ખબર.

નિચે લખેલાં પુસ્તકો જેઓ સાહેબોને જોઇતાં હોય તેમણે ભાવનગર, જુનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ વિગેરેના બુકસેલરો પાસેથી અથવા મોરબી આર્યસુબોધ નાટકમંડળીનો મુકામ હોય ત્યાં તેના મેનેજર પાસેથી યા ને મોરબી તખપદમાં ગ્રંથકર્ત્તા પાસેથી રોકડી કીમત મોક-લી મંગાવી લેવાં. જથાબંધ મંગાવનારની સાથે કમીશન ની સમજુત પત્રદ્વારા કરવામાં આવશે.

| | કિમ્મત. રૂ. આ. પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક મોટું-આવૃતિ ૨ જી | ૧—૦—૦ |
| સદરે ગાયન | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું | ૧—૦—૦ |
| રાજસિંહ રાણાનું નાટક મોટું | ૧—૦—૦ |
| સદર ગાયન | ૦—૨—૦ |
| ઉષાહરણ નાટકનાં ગાયન | ૦—૩—૦ |
| કેદારસિંહ પરમારનાં નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| ઉદેપૂરના રાણા રાજસિંહના નાટકનાં ગાયન | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર નાટકનાં ગાયન | ૦—૨—૦ |

પૃથુરાજ રાઠોડનું નાટક તથા કેશરીસિંહ નાટક હવે પછી બહાર પડશે તે દરેકની કિમત અગાઉથી રૂ૦॥ ને પા-છળથી રૂ૧) છે. જેઓને ગ્રાહક થવું હોય તેણે લખી મોકલવું તા. ૨૩-૪-૮૮ મોરબી.

વાઘજી આશારામ ઓઝા.
ગ્રંથકર્ત્તા